# દારા અને સીકંન્દર.



## સેતાયસ દાદારની.

---

### ભજન-૫૬. બરવા પીલુ.

દાદાર[1] ગુણ ગાવોરે—દાવરના[2] ગુણ ગાવોરે નર-નાર—૧.

દાદગર[3] ફીરોજગર[4] તું, શ્રી ફરશોગર[5] તું,
પરવર[6] તું, સરવર[7] તું, શ્રી અફસર[8] તું,
સર ઝુંકી વાર વાર ચહાવોરે—નર નાર—૨.

દાદગર, ફિરોજગર તું, ગરઓગર,[9] કેરફેગર[10] તું,
ગેલનમગર,[11] ગરગર[12] આદરનમગર.[13]
બાદનમગર,[14] નામથી વાર વાર વધાવોરે—નર નાર—૩.

---

૧ દાદાર = પેદા કરનાર. ૨ દાવર = ઇનસાફનો કરનાર. ૩ દાદગર = દાદનો લેનાર.
૪ ફીરોજગર = ફતેહમંદીનો બક્ષનાર. ૫ ફરશોગર = કિયામતનો કરનાર માલેક.
૬ પરવર = પાળનાર. ૭ સરવર = મુખ્યનો મુખતાર. ૮ અફસર = તાજદાર.
૯ ગરઓગર = મુરાદનો બક્ષનાર. ૧૦ કેરફેગર = સવાબનો ધણી.
૧૧ ગેલનમગર = જમીનના ભીતર માહેલી પેદાશનો પેદા કરનાર.
૧૨ ગરગર = કારીગર. ૧૩ આદરનમગર = હવા, અને આતશને પેદા કરનાર માલેક.
૧૪ બાદનમગર = ઠંડી, તથા વરસાદને લાવનાર.

## ચમન.

કરે ઇનસાંન ગજબ કંઇ કંઇ, ઘડીની જીંદગાંની પર.
હવામે બાંધે છે કિલ્લા, ઉમેદના કોટ પાણી પર.
હવસ છે લોભનો જગમે, મુવા છે હાલ હવાલી લઇ.
ગયો જગથી સિકંન્દર શહા, બંને હાથો ખાલી લઇ.

---

## અંતરમા અજંપ !

---

### ગાયન. ભીમપલાસી.

ના રૂઠતો તું જગ બાપ જગતના વાલી,
કંઇ ખતા થઇ હોય મારી, લે સંભાલી.
મેં કીધાં પાપ બહુ લાખ, હવસ પંપાલી,
કેમ કરી બતાવીશ તુંને, સુરત મુજ કાલી.
કીધાં જેર જમીને લાખો,
વેરાંન થયા કંઇ બાગો,
અસ્ત થયાં મસ્ત દેમાગો.
કર માફ ગુનાહને, તાર હાથ મુજ ઝાલી,
કંઇ ખતા થઇ હોય મારી લે સંભાલી.

---

# નફરત કીધી પાદશાહ દારાએ પોતાની રાંણી નાહીદની, તેણીના મોહડાંમાંથી બદબુ નીકલ્યાથી.

---

**ગાયન. કાફી.**

તારી કર દુર સુરત સંખણી,
મુખ બુ તારી બદબો ભરી.—૧

પ્રેમભરી તું બની, બની ખુબ સોહાંમણી,
કર મુખ દુર તું આ ડાકણી, સતાવે વિખારી ખરી.—૨

---

# વિલાપ કીધો રાંણી નાહીદે, પાદશાહ દારાથી છુટી પડતાં પોતાની સરજત ઉપર.

---

**ગાયન પીલુ બરવા.**

ગજબ છે રંજ સરજતનો, કજા કાતીલ ફૂટી તકદીર,
જખમ મુશ્કીલ મહોબતનો, કજા કાતીલ ફૂટી તકદીર—૧

ક્રિધી માયા, ક્રિધી મહોબત, હવે આ મુજ પર આફત.
થઈ સિહા મુજ કિયામત, કજા કાતીલ ફૂટી તકદીર—૨
ક્રિધું નીસાર આ તન મન, કતલ કર ચાહે તો ગરદન,
જરા કર ખ્યાલ ખલકતનો, કજા કાતીલ ફૂટી તકદીર—૩
ચમનમે ચાખી જે અસરત, ન રાખી તેં જરા મૂરવત,
જરા કર ખ્યાલ નફરતનો, કજા કાતીલ ફૂટી તકદીર—૪

---

## ધીક્કાર જાહેર કીધો રાણી નાહિદે છુટું પડતાં, પોતાના ખાવિંદ શાહા દારાબ તરફ.

---

ગાયન વાગેશ્રી કાંહુાંનડો. બિલમપદ.

ધીક, ધીક, ધીક, ધીક પ્રિતને પ્યાર,
મધુર મુખવાંણીને,
મુખશી મધુર વચનોનો ન પાર.
ગરજનો તુ યાર,
હવસનો પ્યાર અપાર,
તન મન માહે ખાર, બારો ભાર.—૧

સરજત મારી બની રહી વેરી,
સુખી પતીએ ન કરી, શરમ લગાર,
થઇ લાચાર, હું આ વાર, તજું છું ઘરબાર,
જગપતી સુખ આપી, દુખ હરજે
જલદી, કરજે તું આ ભાર—૨

---

## સિફત ગાઇ સીકંન્દરે કાસદના વેશમા, ઇરાંની દરબાર મધે શાહા દારાની.

---

### ગાયન. બિલાવલ (ધમાલ.)

જેહાંદાર દારા, ઇરાંનના સિતારા,
સિતારા એ દારા, ઇરમના કિયારા—૧
ખુબી જોઇ ખુરશેદ, છુપે છે અબરમાં,
થજો તુંજ દુશમંન, જીગર પારા પારા—૨
ફિરોઝમંન્દ રહે તું, બુલંન્દ બખ્ત દાયંમ,
તુટે દારે દુશમન. થઇને બેચારા—૩
છું ફિદવી હું તારો, સિકંન્દરનો કાસદ,
રહો રાજ કિયાંની, કાએમ હઝારા—૪

---

## તારીફ કીધી પાદશાહ દારાએ,
## સીકન્દરના કાસદની.

---

ગાયન. લંકાદહન.

લાવો સાકી લાલમ લાલ શરાબ લાવો,
હરખે ભરી જામ-મહેમાનને પાવો,
માંન પાંને ખુબ વધાવો, ગાવો—૧
અકળ, હોશ, અદબ અદા,
હિંમત હાંમ ભારી ન્યારી,
નીરખી દીલડું હરખી જાય, માંન પાંને ખુબ
વધાવો. ગાવો—૨

---

## હિંમત આપી લડવા માટે ઇરાંનીઓને,
## શીકસ્ત ખાધેલા દારાએ.

---

ગાયન. ભુપ.

જોબંન ચાર દીનની ચટકી,
જવાંની હિંમત ઉપર અટકી. ૧

સજી શસ્ત્ર ઉમંગથી, પડો હિંમતે બહાર,
મુખ સંન્તાડી કાં રહ્યા, ગરજી કરો પૂકાર.
કિરતીની નોબત છે આવી, તમ ઉપર લટકી. ૨
ખ્યાલ કરો તમ કિયાંનીઓ, વતન થકી પલ વાર,
તંગ થઇ હાલત રાજની, તેનો કરો વિચાર,
લડી હાંમથી દુશમંનને જઇ, નાખો ઝટ પટકી. ૩
મોજ શોખમા પડશો તો, બળહિણુ બનશો યાર,
ખોઇ શુરાતન બનશો બાયલા, સ્ત્રીઓના સરદાર,
જંગ કરો ખુબ તંગ, સિકંન્દર જાય નહી છટકી. ૪

---

## અફસોસ કીધો પાદશાહ દારાએ પોતાની સરજત ઉપર.

---

### ગાયન. જીલ્હો.

ગરદીશે ગજબ જોઇ કેવો હું હેરાંન રેહો.
આજેજ થયો અફલાકથી.
કેવો સરગરદાંન થયો. ૧
હાલ મારો જોઇને, હસતી ઉભી સરજત રહી.
ખોઇ દઇ તાજો તખત, અંતે પરેશાંન થયો. ૨

---

# દારાના સખુનો

---

### ગાયન. દેસ જૈજૈવંતી.

#### શએર.

ધ્યાંન ધર બંદા ખુદાના, આએ મુજ ફરમાન ઉપર,
ખેંચ ના કહેરે ખુદા, નાહક તારા જાંન ઉપર. ૧
ચાલ દુનિયામાં ચલન, ચક્કર સિકંન્દર જોઇને,
હર જગે તું ધર કદમ, આદમ તું ચક્કર જોઇને. ૨
શું ફરેદુન લઇ ગયો, રાખી ગયો જમશેદ શું,
શું ગયો શ્યાવક્ષ કરી, પામી મૂવો તે ખેદ શું. ૩
કાંમ થયાં રૂસતંમથી અંમર, તેબી આખર ખાક થયો,
ચર્ખના ચક્કરમાં, જોહાક જાલંમ ચાક થયો. ૪
તખ્તે જમીન પર આવીને, કંઇ કંઇ ભલા ચાલી જશે,
તુંબી સિકંન્દર એક રોજ, બે હાથ લઈ ખાલી જશે. ૫

---

## સદા સુખી નહી કોય.

---

### ગાયન. દેસ સોરઠ. પદ.

સુખ દુખ સરજયું છે દુનિયામાં, બંદા કાં તું રોય,
આ ધરતી પર જનમ લેઇ, સદા સુખી નહિ કોય. ૧

કોઇ દીવસે રંગ મહેલે, એશો અસરત જોય,
કોઇ દીવસે તુટી ચટાઇ, સદા સુખી નહી કોય. ૨
આજ મળે જો જસ જગતમે, સૌ જોઇને મોહાય,
કાલે જસ જાતો રહે, સદા સુખી નહી કોય. ૩
આજે બેસે બની ઠણીને, તખત ઉપર ખુબ સોહાય,
કાલે ભટકે જંગલ વંનમે, સદા સુખી નહી કોય. ૪
રંગ મહેલે ગેલનારાં, પડયાં ભીની ભોંય,
ચઢતી પડતી છે દુનીયામાં, સદા સુખી નહી કોય. ૫

---

## વીલાપ કીધો સીકંન્દરે, શાહા દારાને મરતો જોઇને.

---

ગાયન. બીલમપદ.

સૌરઠ.

કરી જો બીરાદર તું દારા નજર,
ઉભો છે સિકંન્દર, ઝુંકાવીને સર.
તન તારૂં નાજુક, ને કાતીલ ખંજર,
સિકંન્દરના ભાઇનું ચિરાયું જીગર.
લગાડી આગ જીગરમા દારા તેં વિજલીની તરેહે,
બિસ્તર તહારૂં ખાકમા, જોઇ સિકંન્દર તરફડે.

માયન. સિંન્ધુ કાફી.

હાંય રે—દાવરરે, મીટે ન લખેલારે.
વાલી ઇરાંનનો હિયાં ખાકમે,
સરજત સરજાઇરે. મીટે ન લખેલારે. ૧
દુખ તારાં જાણી દુખી થશે દુનીયા,
કાંહાં ગઇ તારી શાહી—
હવે મોત સંગ તુજ થાઇ સગાઇ,
જગતથી પકડી જુદાઇ,
તજ શેહનશાહી રે. મીટે ન લખેલારે. ૨

---

## દારાના સીકંન્દરને છેલ્લા સખુન.

શએર.

રાગ સમયાનુસાર.

ટુકડે ટુકડે એક દંન, આ ચર્ખે કોહંન થઇ જશે,
આખીરશ આ પાક રૂહ, દૂરેઅદન થઇ જશે.
શું કરે હિંન્દી હકીમો, જ્યાં ઉભી આવી કજા,
થઇ ખતમ મોસમ બહાર, ચાહુ હવે તારી રજા.

---

## ૧૧

## દારાની કજા.

---

Air. Blue Bird Hinges On The Sea.

આ કજા આવી મારી.
જમે કીધી છે તઇયારી,
છેલ્લી સલાંમ જીંદગી પ્યારી,
આસા ઉમેદ થઇ ભંગ સારી. ૧
ઓ ખુદા ! આયોરે જંમ,
લહુ મારૂ થઇ જાય છે ઠંમ,
સીકંન્દર તું ના કરતો ગંમ,
અરરે ! આ કેવો જખમ. ૨

---

# એજ લખનારની કલમથી લખાયલાં બીજાં પુસ્ત

## By The Same Author.

### નવલ કથા.

૧ લૈલા યાને તીલસમાતી બાગ.

૨ કનેથ. યાને દુખના પાહડ ઉપર ચહડતો મુસાફર.

૩ કલીયોપેત્રાં. મીસરની રાણી.

૪ વેલાતનાં કાળાં મોંઢાં. ચાર ભાગમાં સંપુર્ણ.

### પારસી સંસારી વારતાઓ.

૫ ગંગાબાંનુ યાને ત્રીયા તેજ.

૬ ઓરતનો ગુલાંમ.

૭ ચશંમના ખસંમ.

૮ અનારકલી. પંજાબની એક નાયકણ

### સંગીતશાસ્ત્ર સંબંધી પુસ્તકો.

૯ હિન્દુસ્થાંની રાગ વિદ્યા

૧૦ કળાવંત, યાને આર્ય સંગીત કળા.

### જીવન વૃતાંત.

૧૧ વીકટર ઑલબામ. પ્રીન્સ વીકટર ( પ્રીન્સ ઑફ વેલ્સ ) ની જીંદગીનો ચીત્રયુક્ત હેવાલ. મુંબઇના ગવરનર લાર્ડ સેન્ડહર્સ્ટને અર્પણ કરેલું પુસ્તક. ( બે આવૃતી.)